# અર્પણ પત્રિકા.

તિર્થરૂપ માતુશ્રી.

આપે

બાલ્યાવસ્થામાં,

ઘણું લાલન પાલન કરી.

ब्रह्मचर्येणविद्याग्रहणात्

આ વેદ વાક્યની આજ્ઞાનુસાર

બ્રહ્મચર્ય પળાવી, વિદ્યાધ્યયન કરાવી,

ધર્મ સબંધી જ્ઞાન આપી આજની

સુદશામાં સ્થાપિત કીધો છે.

તે ઉપકારના સ્મરણ ચિન્હ તરીકે

મારો આ બીજો લેખ આપને

સપ્રેમ અર્પણ.

કરૂછું.

## પ્રથમ સુચન.

આ લેખમાંથી સ્થળે સ્થળેથી સંસ્કૃત લખાણ કાઢી નાંખવામાં આવ્યું છે કારણ સામન્ય પ્રજાને તેમજ વિદ્યાર્થીઓને તે કઠણ લાગે એમ ધારીને માત્ર તેની મતલબ ગુજરાતીમાં પ્રદર્શીત કરવામાં આવી છે. જો કે લખાણ નિરસ ન થાય તે માટે કેટલાક સંસ્કૃત આધાર આપ્યા છે.

આ લેખમાં આજના જમાનાને અનુસરીને ગધ કરતાં પદના લખાણની સારી અસર થાય છે એમ ધારીને પાછળ કેટલાંક કાવ્ય ઉમેરવામાં આવ્યાં છે

આ લેખનો પ્રજા વર્ગમાં બહોળો પ્રસાર કરવા ના ઇરાદાથી સામટી નકલો ખરીદવા ઇચ્છનારે તે બદલનો ખુલાસો પ્રયોજક પાસેથી મેળવવો

## ' બ્રહ્મચર્ય વૃત '

એજ

## " મહાતપ " અને " મહાયજ્ઞ "



## " બ્રહ્મચર્યનો ભંગ "

એજ

## " આત્મ ઘાત " અને " મહા પાપ "

# પ્રસ્તાવના.

જગતમાં પ્રાપ્ત કરવા લાયક એકજ શ્રેષ્ઠ વસ્તુ છે તે સુખ કે જેને માટે આપણે સર્વે ફાંફાં મારીયે છીએ. જગતમાં ત્રણ પ્રકારનાં સુખ ગણી શકાય તે નીચે મુજબ—:શારિરીક માનસિક અને આત્મિક અનુક્રમે આવે છે. અને શારિરીક સુખનું મૂળ બ્રહ્મચર્ય છે. એટલે આ સમયમાં જો આપણું કંઇપણ કલ્યાણ થવાનું હોય તો તે બ્રહ્મચર્યથીજ થશે માટે આ પુસ્તકનો પ્રસાર જેમ બને તેમ મોટા પ્રમાણમાં કરવો જોઇએ જેથી લખતાં વાંચતાં આવડતું હોય તેવાં દરેક માણસના હાથમાં તે જઇ શકે ને વીર્ય રક્ષાથી થતા લાભ તથા વીર્યની હાનીથી થતી પાયમાલીથી વાકેફ થઇ તેથી બચવા યત્ન કરે તો લેખકનો ઉદ્દેશ અંક અંશે સફલ થયો ગણાય.

---

# બ્રહ્મચર્ય.



**आचार्यो ब्रह्मचारी, ब्रह्मचारी प्रजापतिः**
**प्रजापति विराजाति, विराडिन्द्रोऽभवद्वशी.**

જે માણસ બ્રહ્મચર્ય પાળે છે તે આચાર્ય થાય છે. તેજ રાજા થાય છે, અને તેજ ઇંદ્રની પદ્દી પ્રાપ્ત કરે છે, અને સમગ્ર પ્રજાને વશ કરે છે.

હવે શંકા થાય છે કે જે બ્રહ્મચર્યનો વેદમાં પણ આટલો બધો મહિમા વર્ણવેલ છે તે શું ચીજ હશે. શું કોઇ મિષ્ટાન્ન હશે. કંઇ ઉપવાસ આદિ વ્રત હશે, કઇ યોગનું સાધન હશે, અથવા તો કોઇ પ્રકારનું મહા તપ યા પ્રાયશ્ચિત હશે તેમાં કંઇ વસ્તુનું ગ્રહણ અને પરિત્યાગ હશે. તેને સેવનારા કોણ કહેવાતા હશે વીગેરે—

બ્રહ્મચર્ય—એ વીર્ય રક્ષણુંને માટે પાળવાનો પવિત્ર ઇશ્વરી કાયદો છે.

બ્રહ્મચર્ય—એ શારીરિક અને માનસિક ઉન્નતિનું પ્રથમ પગથીયું છે.

બ્રહ્મચર્ય—એ આત્મિક ઉન્નતિ તથા કલ્યાણની પ્રાપ્તીનું ઉત્તમ સાધન છે.

બ્રહ્મચર્યનો મહિમા અવર્ણનીય છે.

પ્રાચીન ઋષિઓ! આપણા પ્રાચીન પૂર્વજોએ મનુષ્ય જીવનના ચાર ભાગ પાડેલા છે જેને આપણે આશ્રમને નામે ઓળખીયે છીએ. તેમાંનો પ્રથમ આશ્રમ બ્રહ્મચર્ય છે બ્રહ્મ શબ્દ વેદ, તપ, સત્ય અને પરમેશ્વર, તત્વ આદિનો વાચક છે. ઇશ્વર અને વેદાદિનું જ્ઞાન અથવા વિવિધ વિદ્યાઓ શીખવામાં પ્રવૃત થવું એ સઘળા બ્રહ્મચર્યાશ્રમના મુખ્ય ધર્મ છે. અને આ ધર્મને સેવનારા બ્રહ્મચારી કહેવાય છે. આ બ્રહ્મચર્યાશ્રમ સર્વ આશ્રમનો મૂળ પાયો છે. જેમ પાયા

વગરની દીવાલ તરત પડી જાય છે તેમ બ્રહ્મ ચર્ય વિના શરીરરૂપી દીવાલ થોડા દિવસમાં ઢળી પડે છે. મહર્ષિ પતાંજલીએ કહ્યું છે કેઃ—

। ब्रह्मचर्यप्रतिष्ठायांवीर्यलाभ ।

અર્થાત બ્રહ્મચર્યના પાલનથી વીર્યનો લાભ થાય છે. બ્રહ્મચર્ય એ સર્વ સિદ્ધી મેળવવામાં સાધનભૂત છે. તેથી આ આશ્રમમાં જેથી વીર્યની હાની થાય એવી બાબતોથી મુખ્ય બચાવ કરવાની જરૂર છે. સૂત્રો, બ્રહ્મ અને વેદાદિ વિદ્યાઓનો અભ્યાસ કરવો અને સ્ત્રી આદિથી બચવું એજ બ્રહ્મચર્યનો ઉદ્દેશ છે.

જીવ માત્રની ઉત્પત્તિ બીજથી છે. બીજ તેનું પાલક અને પોષક છે. અને એ દોષિત થાય છે ત્યારે શરીરનો નાશ કર્યા વગર રહેતું નથી. એટલે દેહ ધારીઓની ઉત્પતી. સ્થીતિ અને પ્રલય કર્ત્તા એ બીજ છે જ્યારે ખેતરમાં ખરાબ બી પડે છે

જ્યારે જમીન ગમે તેટલી રસાળ હોય તોપણ તેમાં તે ચોટતું નથી ને ચોટે છે તો વૃક્ષ વાંઝીયું રહે છે. અથવા ફલખતે સુકાઇ જાય છે. અને કદી લીલું રહે છે તો પણ ફળ આપતું નથી અને આપે છે તો નકામાં કસ વગરનાં ફળ આપે છે. તેજ પ્રમાણે મનુષ્યનું બીજ પણ જ્યાં સુધી દૂષિત હોય છે ત્યાં સુધી તે સંતાનોત્પત્તિ માટે યોગ્ય હોતુ નથી. પુરૂષનું વીર્ય ૨૫ પચીશ વર્ષની અવસ્થા પહેલાં અને સ્ત્રીનું રજ ૧૬ શોળ વર્ષની ઉમર સુધી કાચુ અને નિર્બળ હોય છે. ઉપરોક્ત ઉમર પછીજ તેઓ પક્વ અવસ્થાએ પહોંચે છે એમ સૂશ્રુતમાં કહ્યું છે અને તેજ કારણથી એમ લખે છે કે ૧૬ વર્ષથી નાની ઉમરની સ્ત્રીમાં ૨૫ વર્ષથી નાની ઉમરનો પુરૂષજો ગર્ભાધાન કરેતો તે ઘણી વિપત્તિ પામે છે. આ વિપત્તિઓ નીચે પ્રમાણે છે:—[illegible]મનો સં-

તાન થતાંજ નથી. કદાપી થાયતો દુર્બળ અને થોડા આયુષ્ય વાળાં થાય છે, વળી તેમ કરવા થી માત્ર એટલીજ હાની નથી થતી કે સંતાન સુખથીજ મનુષ્ય બેનશીબ રહે છે પણ બલ બુધ્ધી, તેજ અને પુરૂષાર્થ આદિથી પણ તે પોતાના હાથ ધોઇ બેસે છે અને લાંબો વખ ત જીવી પણ શકતો નથી. તરતજ કોઇ રો ગનો ભોગ થઇ વિદ્યા અને ધનની પ્રાપ્તિ કરવામાં લાચાર થઈ રહે છે.

જેમ રાત્રિની શોભા ચંદ્ર, વૃક્ષોની શો ભા ફળ ફુલ અને ઘરેણાંની શોભા મણિ માણિક્ય છે તેજ પ્રકારે દેહની શોભા—કાંતી શુધ્ધ વીર્યછે—તેજ શરીરની સર્વધાતુઓનો રા જા છે. અને શરીરના સઘળા ભાગને પુષ્ટી ક તા છે. મુખ વગેરે અંગોપર ચમક પણ તે નીજ છે એ એક એવા ઉત્તમ પ્રકારનું વાર્નીશ છે કે જે તડકે તેમજ છાંયે એક સરખી રી

તે મળે છે. આંખને કમળની, મુખને ચંદ્ર અગર દર્પણની ઉપમા તેનીજ રક્ષાથી મળે છે. શરીરમાં તેમજ મુખપર લાલી પણ તેની જ હોય છે. રણમાં સિંહવત ગર્જના કરી ઉભા રહેવું એ વીર્ય રક્ષણનોજ પ્રતાપ છે મધુર સ્વરે ઉંચા અવાજે ગાવાની શક્તિ પણ એનુંજ બળ છે ભારે મહેનત કરવાથી પણએના આશ્રય વાળાને જલદી થાક લાગતો નથી. અને મનની કળા સદા પ્રફુલીત રહે છે. ભય શંકા અને મૂર્છાની તરત અસર થતી નથી તથા ટાઢ તડકો ખમવાની શક્તિ આવે છે. વીર્યવાન પુરૂષોને રોગના ભોગ થઈ પડવાનો બિલકુલ ભય રહેતો નથી અને કદી તેવો પ્રસંગ આવે છે તો પણ જેમ નદીનું પાણી પહાડના પથ્થરમાં પછડાઈ પાછું પડે છે. તેમ રોગ પણ એના તેજથી અંજાઇ જઇ મ્હો- ફેરવી ચાલ્યો જાય છે. જે ગઢનો (કિલ્લાનો) રાજા

બળવાન અને સાવધ હોય ત્યાં શત્રુનું ફાવતું નથી. એ પ્રમાણેજ રોગ દોષ સૌ વીર્યવાનની પાસેથી પલાયન કરી જાય છે. આતો પ્રત્યક્ષ છે તે માટે દૂર જવાની કંઇ જરૂર નથી. જુઓ જે બેલને બળદ બનાવી દેવામાં આવે છે તે પોતાની ખાંધપર માલની ભરેલી ગાડી લઇને લાંબી મુસાફરી કરતાં થાકતો નથી ત્યારે જે બેલને ગાયોમાં છુટો મૂકવામાં આવે છે તે થોડા શ્રમ કરવાથી પણ તરત થાકી જાય છે તે તેના હાંફવા ઉપરથી ખુલ્લુ જણાઇ આવેછે.

કુમાર અને કુમારીઓની મુખ છબી ઉપર જે સોનેરી ઝળકાટ દેખાય છે એ રક્ષિત વીર્યનો છે. ક્ષતવીર્ય થવાથી તે કાંતી મંદ થઈ જાય છે અને ચહેરા લુખ્ખો અને ફીકો દેખાય છે. જો કે હાડ માંસથી તો મુખ જેવુંને તેવુંજ રહેલું હોય છે પણ એમાં તેજની તુટ પડી જાય છે. એથી સાફ માલુમ પડે છે કે સબળી

શોભા વીર્યનીજ છે. શોભા એકલીજ નહીં પણ મનની સ્થીરતા, ઇશ્વર અને ઇશ્વરીય ધર્મની સેવા પણ યથોચિત વીર્યરક્ષાથી થાય છે. વીર્યહીન આગસુ, મંદ બુદ્ધિ, ધર્મ તત્વને જાણતો નથાને તે પ્રમાણે ચાલતો પણ નથી. પણ તે કાયર, કૂટીલ, નામર્દ, નપુંસક વગેરે નામોથી ઓળખાય છે. એનું ચિત્ત થોડી વારમાં પણ ગભરાઇ જાય છે. અને હમેશાં ડામાડોલ (અસ્થીર) રહે છે. મહાત્મા ચરકાચાર્ય વીર્યહીન મનુષ્યમાં નીચે પ્રમાણે દોષ બતાવે છે:— વીર્ય ક્ષીણ થવાથી દુર્બલતા, મુખ શોષ (ફીકાશ) પાંડુત્વ (પીળાશ) કંપારી, થાક, નામર્દી. અને વીર્યન નીકળવા વગેરે લક્ષણો જણાય છે.

ધન્વતંરીજી નિદાન સ્થાનના ૧૪ અધ્યાયમાં કહે છે કે કુકર્મમાં પ્રવૃત્ત થવાથી શુક્ર (વીર્ય) દૂષીત થાય છે. અને મનુષ્યને ૧૮ પ્રકારના રોગની પીડા થાય છે. વળી શરીર

સ્થાનમાં કહ્યું છે કેઃ—ક્ષીણવીર્ય પુરૂષ સંતાનોત્પત્તિ કરવા લાયક હોતો નથી. ગૌતમ સ્મૃતિમાં કહ્યું છે કે બ્રહ્મચર્યનો ભંગ કરનાર.

**आयुस्ते जो बलंवीर्य प्रज्ञाश्री श्चमहायशः**
**पुण्यञ्च मत्प्रियत्वं चहन्यतो ब्रह्मचर्यं याः॥**

આયુ, તેજ, બલ, વીર્ય, બુદ્ધિ, કાન્તિ, યશ, પુણ્ય, અને પ્રીતિ વગેરેને નષ્ટ કરી દે છે.

ચરક સંહિતાના ચિકિત્સા સ્થાનમાં એક કથા છે કે મહર્ષી ભૃગુ, અંગીરા, અત્રી વશિષ્ટ, કાશ્યપ, અગસ્ત્ય, પુલસ્ત્ય, વામદેવ. અને ગૌતમ આદિ કેટલાક ઋષિઓ ઈંદ્રથી રક્ષીત હિમાલય પર્વતપર ગયા પણ ત્યાં વસ્તીના દુષિત જળ અને વાયુના સેવનથી રોગ થવાનો પ્રસંગ આવ્યો ત્યારે ઈંદ્રે પરોપકારાર્થે રસાયન સેવનનો એક પ્રયોગ બતાવ્યો તો આ પ્રસંગે બતાવવાની આવશ્યકતા છે કે રસાયન શાને કહે છે. રસાયનની વ્યાખ્યાના

પ્રથમ ચરણમાંજ કહ્યું છે કે ॥ **कामोपायो-**
**हितास्तानां रसादिना रसायनम्** ॥ એટલે
રસાદિ ઉત્તમ ધાતુઓની પ્રાપ્તીનો ઉપાય એ-
ટુંજ નામ રસાયન છે જેના ગુણ નીચે મુ-
જબ છે. રસાયનથીજ દિર્ઘાયુ, સ્મૃતિ, આરો-
ગ્યતા, તરૂણતા, પ્રભા સ્વરની ઉદારતા, દેહ
અને ઇંદ્રિઓનું બળ, સત્યતા, નમ્રતા, અને
કાંતી વગેરેની પ્રાપ્તી થાય છે. ખરેખર ઇંદ્રે
રસાયનના ઘણા પ્રયોગ બતાવ્યા તેમાંથી સ-
ર્વોત્કૃષ્ટ રસાયનીક પ્રયોગ એવો બતાવ્યો કે
જે કાષ્ટાદિ ઔષધીઓનું સેવન કર્યા વગર પૂર્ણ
આરોગ્ય આપે છે:—

સત્યવાદિ, અક્રોધી, મદ્યન પીનાર, મૈથુ
નથી રહીત. અર્થાત્ યોગ્ય રીતે બ્રહ્મચર્યને
પાળનાર, અહિંસક, નિયમથી વધારે શ્રમન
કરનાર, શાંત ચિત્ત, પ્રિયવાદી, જ્ઞાની અને
વૃદ્ધોનો સેવક જીતેંદ્રિય. અને આસ્તિક પુરૂષો

નો સંગ કરનાર; રસાયનિક પ્રયોગોનું સેવન ન કરે તો પણ નિત્ય રસાયન સેવનનું ફળ પામે છે. આજ રીતે નિદાન સ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

બુદ્ધિમાન પુરૂષને ઉચિત છે કે પોતાના શરીરની રક્ષા કરનાર વીર્યની રક્ષા કરવી કારણ વીર્ય એજ આહારનું પરમફળ છે કહ્યું છે કે આહાર એજ વીર્યનું પરમ ધામ છે. તેથી હરેક પોતાના વીર્યની રક્ષા કરવી આવશ્યક છે વીર્ય ક્ષીણ થવાથી બહુ પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. તે એટલે સુધી કે વખતે મૃત્યુના મોંમાં સપડાવાનો પ્રસંગ આવેછે અષ્ટાંગ હૃદયકાર વાગભટ્ટ કહે છે કે.

**धर्म्यं यशस्यमायुष्यं लोक द्वय रसायनम।**
**अनुमोदा महेब्रह्मचर्यं मेकान्त निर्मलम् ॥**

બન્ને લોકમાં (આ લોક અને પરલોકમાં) ધર્મ, યશ અને આયુષ્યને આપનાર નિર્મળ

બ્રહ્મચર્યાશ્રમના સેવન માટે અમે પણ અભિપ્રાય આપીયે છીએ. માટે સર્વેએ બ્રહ્મચર્યનું સેવન અવશ્ય કરવું જોઇએ.

છાંદોગ્ય ઉપનિષદમાં ઉદ્દાલક રૂષી પોતાના પુત્ર શ્વેતકેતુને ઉપદેશ કરતાં કહે છે કે હે પુત્ર ! તુ બ્રહ્મચર્યવ્રતનુ પાલન કર, બ્રહ્મચર્ય વ્રતનો ભંગ કરવાથી મનુષ્ય વર્ણશંકર થઈ જાય છે. અને અમારા વંશમાં હજુ કોઇ એવો થયો નથી.

સુશ્રુતમાં કહ્યુ છે કે "शुक्रं धैर्य च्यवनं प्रीतिर्देह बलहर्ष बीजार्थं" અથાત વીર્ય (શુક્ર) ધીરજ પુરૂષાર્થ પ્રીતી, બળ અને આનંદ એ બધાની ઉત્પત્તિનું મુળ છે. આવાજ વિચારથી મહર્ષિ મનુભગવાન પોતાના શાસ્ત્રમાં બહુ બાર દઇને કહે છે કે—

બ્રહ્મચારી એકલો સુવે, કોઇપણ પ્રકારે વિર્યપાત ન કરે, વિષય વાસનાથી જે વીર્યની

હાની કરે છે તે પોતાના વૃતનો ભંગ કરે છે.

પ્રીય બંધુઓ ! જ્યારે પ્રાચીન સમયમાં આ ધર્મોપદેશનો ડંકો ચારે દિશામાં ગાજી રહ્યો હતો ત્યારે સમસ્ત આર્ય પ્રજા સુખ શાંતીમાં આયુષ્ય વ્યતીત કરતી હતી, વ્યાસ વશિષ્ટ, ગૈતમ, કૃષ્ણાદ, રામ, કૃષ્ણ, ભીષ્મ, દ્રોણ, ભીમ, અરજુન. કર્ણ, વીગેરે જેટલા મહાપુરૂષો વિદ્યા, બળ કારીગરીમાં અમર કીર્તી કરી ગયા છે તે સઘળાના જીવનચરિત્રમાં બ્રહ્મચર્યનો પાયો ઘણો મજબૂત હતો એ વાત સર્વ માન્ય છે. કોઇ લંપટી પુરૂષોએ કોઇ નવી શોધ કરી નથી. સર્વ દેશોના વીર પુરૂષો બહુ કરીને એટલે બ્રહ્મચારી હતા એમ લખાઇ ગયું છે. યુનાનના ઇતિહાસમાં એવા સજનોના દાખલા મળે છે કે જેઓ જન્મ ભર સ્ત્રીથી દુર રહેલા. સ્પાર્ટાના લોક જ્યારે સુદશામાં હતા ત્યારે ૩૦ ત્રીસ વર્ષની ઉમર પહેલાં કોઈ લગ્ન

કરતુંજ નથી. તેમજ આપણી રાજકર્તા પ્રજા અંગ્રેજોનો પણ એરીજ નિયમ છે જેથી તેમનામાં બચપણમાં કોઇ વિવાહ થયો સાંભળ્યો નથી.

પ્રાચીન ધર્મશાસ્ત્ર ૨૫-૩૬ અને ૪૮ વર્ષ સુધી બ્રહ્મચર્યના સેવનનું પ્રમાણ બતાવે છે. ભીષ્મ પિતામહ જેમનું યુદ્ધ કૌશલ્ય અને વિજય જગપ્રસિદ્ધ છે તેઓ આ જન્મ બ્રહ્મચારી રહેલા. ખરૂં છે કે જ્યારે આવા વીરપુરૂષો આપણા દેશમાં હતા ત્યારેજ ભારત વર્ષની ઉન્નતિનો મધ્યાન્હકાળ હતો. ખેદ સાથે આપણે કબુલ કરીશું કે આજ તેનાથી તદ્દન વિપરીત દશા આપણી થઈ છે ને તેનાં માઠાં ફળ આપણે ભોગવીએ છીએ.

ઉપરના લેખથી વાંચકો વિચાર કરી શકશે કે વીર્ય એ ઘણીજ જરૂરની વસ્તુ છે તેથી વીર્યની રક્ષા એજ પરમ રક્ષા છે. તેનો નાશ એ સર્વનો નાશ સમજવો. એ એવું ધન

છે કે જે એકવાર જવાથી ફરી હાથ નથી લાગતું, રૂપૈયો પૈસો ખોવાયો હોય તો મળી શકે છે. પુત્ર ન હોય તો બીજાનો દતક લઇ શકાય છે. ઘર ન હોય તો ભાડાના ઘરે ચલાવી લેવાય છે. પરંતુ વીર્ય ન હોયતો બીજી જગાએથી મેળવી શકાતું નથી. એ અમુલ્યવસ્તુ, નથી પૈસા આપી વેચાતી લઇ શકાતી તેમજ ઉધાર અગર નથી ઉછીની અથવા ભાડે મળી શકતી. આ કારણથી વીર્યરૂપી નાવને મનરૂપી તરંગના ઝોકાથી બચાવી રાખવું જોઇએ કારણ મનના તરંગો સમુદ્રની લહેરોની માફક બળવાન છે અને તેનો ઉછાળો થોડા વખતજ રહે છે. સમુદ્ર કિનારે રહેનારા લોકો જેમ મોજાંથી પોતાનો બચાવ કરે છે તેમ ડોલતા મનને રોકવું જોઇએ. જે રીતે ચતુર સારથી ઘોડાની લગામ પોતાના હાથમાં રાખે છે અને પડી જવાથી પોતાનો બચાવ કરે છે તેરીતે ઇંદ્રિ

રૂપી ચંચળ ઘોડાને મનરૂપી લગામથી ખેંચી રાખવો એ સમજુ કોચવાનનું કામ છે. કોઇ રથના ઘોડા વારંવાર બગડતા નથી. પણ જ્યારે તે કોઇક અદ્‌ભુત વસ્તુ દેખે છે ત્યારે ચોંકી ઉઠે છે એટલે સમુખે લગામ મજબુત પકડી બચાવી લઇ નીકળી જવું એજ સારથીની ચતુરાઇ છે.

બ્રહ્મચારીઓએ વેસ્યાઓના નાચ રંગમાં ભાગ લેવો બીલકુલ નહીં. શાદી પ્રસંગો શ્રીમંત લોકોને ત્યાં બનતા, શ્રીમંત વગેરે ઠાકણું આવે છે. જે સમયે લોકો પોતપોતાનાં બાળકોને બનાવી ઠણાવી ત્યાં લઇ જાય છે અને તેમ કરી આશા રાખે છે કે આમ કરવાથી અમારા છોકરાને લોકો સુધરેલા જાણીને વિવાહની વાત કરે. પરંતુ તેમનું આ પ્રકારનું ભોળાપણું ભવિષ્યને માટે ઘણુંજ અનિષ્ટ કર્તા છે. ઉપરોક્ત પ્રસંગ સિવાય ઠાકોરદ્વારમાં પણ કેટલાંક શહેરોમાં વેસ્યાઓના નાચ વારંવાર

બેધડક થાય છે. જે જન સમાજના બ્રહ્મચર્ય જીતને બીલકુલ શીથીલ કરી નાંખે છે. આવા પ્રસંગોથી વેશ્યાઓની રસીલી તાનો અને તેનાં ચંચળ અંગોનાં નખરાં ત્થા હાવ ભાવની ઘણીજ ઉંડી છાપ બાળકોના હૃદયપટ પર પડે છે. અને ત્યારથી તેની દ્રષ્ટી સ્ત્રીના તરફ નવીન ભાવથી ફરે છે. તેથી તેઓ નાની ઉમરમાં વેશ્યાઓની ગલીઓમાં ભટકવા માંડે છે. અને ત્યાં કુલટાઓની પ્રેમ જાળમાં એવા તો ફસાઇ જાય છે કે પોતાની સઘળી સ્થીતી ભૂલી જાય છે અને પોતાનુ ધન અને યૌવન તે પ્રિયાને માટે કુરબાન કરવા તૈયાર થઇ જાય છે. એટલુંજ નહીં પણ પ્રસંગે પ્રાણદાન કરવાની પણ આનાકાની કરતા નથી આમ છતાં પણ જો તેનો પ્રેમ મેળવવામાં નિષ્ફળ નીવડે છે તો તેઓ બાવા જોગટા વીગેરે ધંતર મંતર જાણનારા પાસે આશ્રય માટે

જાય છે. આથી દુરાચારી લોકો તેને ખરાબ કરવાની બાજી માંડે છે. એટલે એકતો મૂળ કારેલું ને તેના પર લીંબડાનો રસ ચડવા જેવી દશા થાય છે. ને " પડતી દીવાલ તો ફુંક માર્યે પણ ઢળી જાય " એ કહેવત ખરી પડે છે ને તે આવા નીચ લોકની સોબતથી કુમાર્ગે વીર્ય હાની કરવા પ્રવૃત થાય છે. મતલબ કે સુગંધી પુષ્પને વેશ્યાના નાચથી કીડો લાગે છે તે પછી કુમળી પાંખડીયોમાં ધીરે ધીરે ઘર કરતો જાય છે. તેની અસર ઘણીજ દુઃસાધ્ય થઇ જાય છે. એજ સર્વે દોષનું મૂળ છે એમ કહેવામાં કંઇ હરકત નથી આથી હુરાઇ ગાય માર ખાય તો પણ દોડી દોડી ખાવા ધાય એવી દશા અનુભવે છે ને દુઃખી થાય છે માટે નાચ રંગથી બાળકોનો ઘણોજ બચાવ કરવો જોઇએ.

અરે પ્યારા જુવાનો અને વૃદ્ધ મહાશ-

યો જો તમને વેશ્યાઓના નાચ રંગનો શોખ હોય અથવા પેઢી ઉતાર રીવાજથી તમે લાચાર હો તો ભલે તમે બગડો પણ તમારી નીરપરાધી સંતતીનો વધ ન કરો આ સઘળા દોષનું જોખમ તમારેજ શીર છે.

છોકરા છોકરીઓને વિદ્યા કારીગરી વગેરે શ્રમનાં કામમાં રોકી રાખો, તેમના મનને ઉડતી ખ્યાલી વાતો તરફ વળવા ન દો તેમના પવિત્ર અંતઃકરણને ઉત્તમ કાર્યોની સુગંધીથી ભરીદો, અને બુરાં કામથી ઉત્પન્ન થતી ભય લજ્જા અને શંકા ખુલી રીતે બતાવીદો ફુરસાદ મળે ત્યારે ભજન આદિથી ઇશ્વરોપાસના કરે એમ શીખવો.(કારણ ઉત્તમ સંગીત મનને હર્ષીત કરે છે.) અથવા આપણા બંધુ મિત્રો અગર વડીલોની સાથે લોન ટેનીસ, ગેડીદડા અથવા ફુટબોલ વગેરે ખેલે અને શુદ્ધ હવામાં ફરે એટલે શારીરિક શ્રમ પણ થઇ જશે જેની

ઘણી જરૂર છે આમ બન્ને પ્રકારે માનસિક અનેશારીરિક શ્રમ કરશે તેથી નિરોગી રહીને વિદ્યોપાર્જન સમુચિત રીતીથી થતું રહેશે.

શાક્ષર બનાવવામાં નુકશાનકારક એક વાત અમને દેખાય છે તે એકે વાંચવાનો કંઇક અભ્યાસ થયા પછી છોકરા અને છો-કરીઓ ખરાબ પુસ્તકોપર હાથ નાંખે છેઅને માત્ર શૃંગારનાં બ્રહ્મચર્યનો ભંગ કરનાર કાવ્યો, નાટકો, નવલ કથાઓ વીગેરે વારંવાર વાંચે છે. કેટલાંક એવાં પણ કાવ્યો હોય છે કે જેઓ દેખીતાં ધર્મ પ્રચારક લાગે છે પરંતુ અંદરના શૃંગાર રસનો ભંડાર વાંચનારને બી-જાવી શાથીલ કરી નાંખે છે તેથી આવાં પુ-સ્તકો બાળકોના પાસેથી. ઘણી સંભાળથી દૂર રાખવાં જોઇએ. અને સાથે સાથે હાલના ચા-ત્રીક શીક્ષણ કરતાં મનુષ્ય જીવનમાં ઉપયોગી થઇ પડે એવું સ્વધર્મ સદાચાર અને સદ્‌વર્તન

ને યોગ્ય ઉત્તમ શિક્ષણ આપવું જોઇએ. આવા સંસ્કારી શિક્ષણ માટે ખરેખર માબાપો જવાબદાર છે. આનો અમારા માનવા પ્રમાણે ઉત્તમ ઉપાય એ છે કે પોતાનાં બાળકો સદાચારી અને સદ્‌ગુણી થાય એવી કાળજી રાખનાર શુભેચ્છક માબાપોએ તેમના હાથમાં નીતિનાં સુબોધક અને સન્માર્ગ દર્શક પુસ્તકો મૂકવાં જોઇએ.

સુધરેલી રીતના પોશાક તથા ફેશનમાં ગણાતાં તમાકુ વગેરેનાં દુર્વ્યસનોથી બાળકોને દૂર રાખવાં જોઇએ, અને પ્રાચીન સમયમાં જે નિયમે કુમાર અને કુમારીકાઓ રહેતી હતી તે નિયમોનો પ્રચાર કરવો જોઇએ. વસ્તીથી દૂર ખુલ્લી હવામાં વિદ્યાલયો વસાવવાં જોઇએ, જ્યાં છોકરા તથા છોકરીઓની શાળાઓ જુદી જુદી હોઇ દરેકમાં તે તે વર્ગનાં વયોવૃદ્ધ તથા સદાચારી અધ્યાપક તથા અધ્યાપિકાની ગોઠવણ કરવી જોઇએ જેથી કુમાર અને કુમારીકા પોતાના

જીવન સાફલ્ય માટે ઉત્તમ ગુણો સંપાદાન ક
રી ભારત વર્ષની ઉન્નતીમાં સહાયભૂત થાય.
આગ લાગવા પહેલાં કુવો ખોદવો ઠીક છે.
બળતી આગપર કૂવો ખોદી આગ હોલવવી
ઘણી મુસ્કેલ છે. એટલા માટે બ્રહ્મચર્યના
નિયમોનુ પાલન અવસ્ય કરવું જોઇએ દરેકની
આવીજ ઇશ્વર પ્રાર્થના એજ કર્તવ્ય છે, કારણ
તેજ આ કઠણ કાર્યમાં સહાય કરશે.

આર્ય બંધુઓ? આ દેશનો, એના ધર્મનો પુનરૂદ્ધાર કરવા ઇચ્છતાહોતો, બ્રહ્મચર્ય પાલી વિદ્યાધ્યન કરો એજ મારી આખરની પ્રાર્થના છે.

પ્રતાપી ભારત ભૂમીના પ્રતાપી નીપજવાની યોગ્યતા વાળા આર્ય બંધુઓ! જાગૃત થાઓ, પરમાત્માં તમને સદ્બુદ્ધિ અને સન્માર્ગ દર્શાવો.



# બ્રહ્મચર્ય વિના આપણી દશા.

બ્રહ્મચર્ય વિના શુદ્ધ બ્રાહ્મણોએ બ્રહ્મત્વને,
ખામીયો વધારી ઘણી ખોટ ખાઇ ખોયું છે.
બ્રહ્મચર્ય વિના રજપૂતી ખોઇ રજપૂતે,
શુરાતન તજી અફિણ સામુ જોયું છે.
બ્રહ્મચર્ય વિના વૈશ્ય વ્યવહાર ખોઈ બેઠા,
છાશને મૂકીને માત્ર પાણીને વલોવ્યું છે.
ઉખેડયું જીવન બીજ પરોણે જમીનમાંથી,
મરણનું બીજ એ જમીન માંહે બોયુ છે.

---



---

# બ્રહ્મચર્યનો પ્રતાપ.

હરિશ્ચંદ્ર રામચંદ્ર નળ અને ધર્મરાજા;
ધીરતા ધરીને આજે છપાયા છે છાપથી.
ભીષ્મ દ્રોણ કરણ પારથ આદિ ભડ વીરો,
ભારતમાં ભલી ભાતે ચળકયા છે ચાપથી.
તારા સીતા દમયંતી અબળાની જાતી હતી,
તથાપિ ઝળકી કેવી સત્યતાના માપથી.
ધીરત્વ વીરત્વ અને સતીત્વ એ કયાંથી આવ્યું ?
હું ધારૂં છું આવ્યું બ્રહ્મચર્યના પ્રતાપથી.

---



---

# યુવાનેને ઉપદેશ.

બ્રહ્મચર્ય પાળ યુવાકાળ સામે બાળ ભાઇ,
જાળ પાપની પ્રજાળ વાત આ વિચારીને.
આવે નહિ આળ વાંકો થાય ન વાળ તારો.
બાળને ફૂટેલ બધા વિકારો વિસારીને.
પાયા વિનાના વિશાળ તૂટી જાય જોની માળ,
સંભાળ શરીર સત્વ વીર્યને વધારીને.
મૂળ ઊંડું હોય જેનું તેને છે ફીકર શાની,
બ્રહ્મચર્ય મૂળ ઊંડું એમ દે ઉતારીને.

# શ્રીમંતોને વિજ્ઞપ્તિ.

આજના વખતમાં લોકને પેટ પુરતું ખાવાનું ન મળવાથી તેઓ પરધર્મમાં વટલાઇ જાય છે. કારણ આ દેશમાં સાધારણ સ્થીતિના માણસો કરતાં ત્યાં તેમને સારી રીતે ખાનપાનાદિ મળે છે. ને તેઓ સુખે દિવસનિર્ગમન કરે છે. તેમ થવામાં આપણે પોતેજ કારણભૂત છીએ એમ કહેવામાં કંઇજ હરકત નથી. કારણ તે લોકો ધર્મપ્રસાર માટે મોટામોટા ફંડ કરી મીશનરીઓ ( ઉપદેશકો ) મોકલી સર્વત્ર ઘણીજ શાંતિથી ફતેહ મેળવે છે. ત્યારે આપણા દેશના ગર્ભશ્રીમંતો અને અન્ય સંપત્તિમાન પુરૂષો તેમના પોતાનાજ દેશબંધુઓ તરફ બેદરકાર રહી તેઓને ભુખમરો ભોગવતા દેખી કંઇજ દયા લાવતા નથી, ને તેથીજ આડકતરી રીતે અન્યધર્મીઓને તેઓના કાર્યમાં મદદ કરે છે. પણ આ સ્થીતિ સુધારવા માટે આપણા

શેઠીયાઓએ મોટાં ફંડ કરી મહાન વકતાઓ ઉપદેશક તરીકે દેશમાં ફરતા કરવા અને લોકની સ્વધર્મ તરફની રૂચી વધારી, અન્ન વિના ટળવળતાઓને યોગ્ય મદદ આપી ધંધે વળગાડવા જોઇએ, અને બીજી રીતે ધર્મ સંબંધી જ્ઞાન આપનાર સસ્તા વાંચનનો લોકમાં પ્રસાર કરવો જોઇએ. (જે આ લેખકનો આશય છે) તોજ ભવિષ્યમાં દેશની અધમ સ્થીતિ થતી અટકે અને પૂર્વની સ્થીતિ પ્રાપ્ત થાય.

# હિંદુ ધર્મ.

આજ લેખક તરફથી લોક સેવા અર્થે છ માસ પર બહાર પડેલું પ્રથમ પુસ્તક. જેની એક હજાર નકલ બેજ માસમાં ખપી જવાથી બીજી આવૃતી છપાવવાની છે. પ્રથમાવૃતિની સો સો નકલો કેટલાક ગૃહસ્થોએ સામટી લઇ વિદ્યાર્થીઓમાં વહેંચી દીધી છે ને હજી પણ તેની માગણી ચાલુ છે આ પ્રમાણે પ્રથમ પ્રયત્નમાં યોગ્ય ઉત્તેજન મળવાથી આ બીજો પ્રયત્ન બ્રહ્મચર્ય પણ લોક સેવામાં રજુ કરવામાં આવ્યો છે જેને પણ તેવુંજ ઉત્તેજન મળશે તો પરમાર્થ કાર્યમાં મચ્યા રહેવા લેખકને વધારે ઉત્સાહ પ્રાપ્ત થશે એમાં કંઇ શંકા નથી. સો નકલની કિંમત રૂ. ૫ વધુ માટે ખાસ ભાવ.

પરિખ મણિલાલ કેશવલાલ.

વ્યાસવાડો પેટલાદ.

# હિંદુ ધર્મ.

## કેટલાક અભિપ્રાયો

**હિંદુ ધર્મ** ... ... .

વિદ્યાર્થી વર્ગને પ્રથમ સંસ્કાર
પુસ્તક અગત્યનું છે, . પ્ર

**હિંદુ ધર્મ.** .... ... ... ..

પુસ્તક બોધ આપનારૂં છે. આ ચાલતા સમયમાં આવા સ્વલ્પ લેખો બહાર પાડવાની ઘણી જરૂર છે.

**શાસ્ત્રી જીવરામ લલ્લુભાઇ મુંબઇ**

**હિંદુ ધર્મ.** ... ... ... .

આ નાની ચોપડીમાં હિંદુ ધર્મને લગતી કેટલીક બાબતો સમાવવામાં આવી છે. આ હિંદુઓનું કર્તવ્ય શું છે તે સારી રીતે બતાવવામાં આવ્યું છે. **મુંબઇ સમાચાર.**

આ સિવાય કેટલાક વધુ અભિપ્રાયો પણ મળેલા છે. **પ્રયોજક.**